# દેશ કીર્તન



નાગરદાસ ઇ. પટેલ

# દેશકીર્તન.

---

## દેશભક્તિનાં કાવ્યો.



લેખક.

નાગરદાસ ઇ. પટેલ.

સુરજભુવન—મલાડ.

થોડા વખત ઉપર જૂદાજૂદા પ્રસંગોએ આ કાવ્યો લખાયાં હોઇ તેમાંનાં પહેલાં તેર મુંબાઈના સુપ્રસિદ્ધ દૈનિક 'સાંજવર્તમાન' માં પ્રકટ થયાં હતાં. 'જયસ્વદેશ ! જયસ્વરાજ્ય !' વાળું કાવ્ય છઠ્ઠી કે સાતમી વખત બહાર પડે છે. એ બતાવે છે કે તે લોકાદરને પાત્ર નીવડ્યું છે.

રાષ્ટ્રિયશાળાઓ અને મેળાવડાઓમાં ગવાય એ હેતુથી આ કાવ્યોને સંગ્રહના રૂપમાં બહાર પાડવાની સ્નેહીઓની સૂચનાને લીધે આ સંગ્રહ બહાર પડે છે; અને તેમાં 'ગોપાળ' જેવું કાવ્ય પણ તેની છેલ્લી ચાર લીટીને પ્રધાનપદ આપી દાખલ કરવામાં આવ્યું છે.

આશા છે કે આ સંગ્રહ લોકાદરને પાત્ર નીવડશે.

નાગરદાસ ઈ. પટેલ.

# અનુક્રમણિકા.

# જયસ્વદેશ ! જયસ્વરાજ્ય !

જયસ્વદેશ !

જયસ્વરાજ્ય !

જય સ્વતન્ત્રતાનું તાજ !

જયસ્વદેશ !

બની સુધીર હિંદબાળ !

હૃદયમંગથી પુકાર—

વહવી ઉર દેશ દાઝ

જયસ્વદેશ ! જયસ્વરાજ્ય !

હિન્દને સ્વરાજ્ય, રામ !

હિન્દબાળ હૃદય હામ !

દે સ્વતન્ત્રતાનું તાજ !

જયસ્વદેશ ! જયસ્વરાજ્ય !

આજ વર્ષ હર્ષ સાથ !

હે સ્વરાજ્ય સિદ્ધિ નાથ !

આપ એ અમોલું રાજ !

જયસ્વદેશ ! જયસ્વરાજ્ય !

અર્પું દેહ દેશ કાજ !

જયસ્વદેશ ! જયસ્વરાજ્ય !

# ફકીરી લીધી તમારે કાજ !

લીધી તમારે કાજ–
ફકીરી લીધી તમારે કાજ !
વિશ્વમહીં છે કોણ ન જેને
લા ધો સત્તાનાદ,
લોભ મોહમાં ફસ્યો નહિ જે
તજીને સર્વ પ્રમાદ
ફકીરી લઇ તમારે કાજ !
છોડી ધીકતી આવક સઘળી
સુણી દેશનો સાદ,
મથે કોણ કહો મેળવવાને
સ્વજાત હોમી સ્વરાજ્ય !
ફકીરી ધરી તમારે કાજ !
ગાંધી દાસ નેહરૂ અલી બંધુ
દેશદાઝ ધરી વીર,
અશ્રુલુછી રોતી ભારતનાં
નીકળ્યા થઈ ફકીર
ફકીરી ધરી દેશને કાજ !
લાવીને ઉંડી અંતરે દાઝ
ફકીરી ધરી તમારે કાજ !

# ભારતનાં સંતાન !



ભારતનાં સંતાન !

શુરવીર ભારતનાં સંતાન !

વિશ્વ ચોપટે એક્કા ચઢીઓ આજ તમારે હાથ,
રાજરાણી ગુલામ સહુથીય ભીડી શકશો બાથ.

વીરવીર ભારતનાં સંતાન !

રાજરાણી ગુલામ સઘળાં એક્કાને આધીન,
એક્કા હાથ તમારે ચઢતાં દીલથી દેશો જરી ન

ધર્મવીર ભારતનાં સંતાન !

મોહન એકકો હાથે ચઢીઓ, સાચો હિંદસપૂત
સ્વરાજ કાજે જાત હોમીને દીપાવજો સૌ દૂધ

કર્મવીર ભારતનાં સંતાન !

અંધકારનાં દળવાદળને ફેંડે હીરલો એક,
ચઢયો તમારે હાથ હીરોએ જે રાખે તમ ટેક

ટેકીલાં ભારતનાં સંતાન !



# ભારતનો જયકાર.



ભારતનો જયકાર, સદાહો ભારતનો જયકાર !
અચળ ટકો અમ સ્વરાજ્ય કેરો શિરપર શાશનભાર
સદાહો—

આપખુદી બ્રિટનની સત્તા સહે ન હિંદ લગાર,
કાં ન કરે સૌ હિંદબાળ ધરણી ધ્રુજવી પુકાર
સદાહો—

કાં ઘડીપણ ગુલામી સ્વીકારે હિંદ બ્રિટનનો ભાર,
મથે 'સ્વરાજ' સ્વદેશકાજને લેવા શાશનભાર.
સદાહો—

વીરતનુજ સુહવે સ્વર્ગસમુ ભારત ભારત વ્યોમ,
સ્વર્ગીય ભૂમિની સ્વતંત્રતાને મેળવવાનું જોમ
વહો ભારત તનુની નમસ્કાર
સદાહો ભારતનો જયકાર.



# હિંદનો હીરો એકજ ગાંધી.

હિંદનો હીરો એકજ ગાંધી
જેણે હરી હિંદ ઉપાધિ—હિંદનો—
સ્વજાત હોમી સ્વરાજ
જીવતા લીધા ઉપાય અનાદિ—હિંદનો—
અસહકાર જન્માવી
હિંદની હરી સઘળીય ઉપાધિ—હિંદનો—
પરાધીનતા કાપી
હિંદની બતાવી સુંદર આઝાદી—હિંદનો—
દુઃખ દીપાવ્યુ ભારત કેરૂં
વિશ્વવંદ્ય જય ગાંધી—હિંદનો—
શાંતિ ભરી સુંદર વળી
નવલી સ્વરાજ ચાવી બતાવી—હિંદનો—
સાચો સપૂત હિંદનો ગાંધી,
નૂરે-હિન્દ મહાત્મા ગાંધી.

# ' જય ભારતનો '



જય ભારત, ભારત, ભારતનો,
મુખ આરત ભારત બોલ જપો.
ન ગુલામ રહે, કંઈ હિંદ હવે, રણધીર સુતે,
' સ્વાતન્ત્ર્ય ' સટે, નિજ દેશ તણે.

ઝૂઝવો ઝઝૂમો—જય—

નિજ સ્વારથ ભારત કાજ તજો,
કરી હોમ સ્વજાત સ્વરાજ જીતો;
ખૂબ જંગ મચ્ચે રણરંગ જીતે શુરવીર સુખે,
ત્યમ રંગ રહે નિજ દેશ તણો.

ઝૂઝવો ઝઝૂમો—જય—

બની ધીટ, ન બ્રિટન પંથ પળો,
પણ હોમી સ્વજાત સ્વરાજ જીતો;

જયગાન કરો, રણધીર ઉઠો તજી આળસને,
ને સ્વમાન સટે નિજ દેશ તણે.

ઝૂઝવો ઝઝૂમો—જય—

વીર વિક્રમનું શુભ વર્ષ થજો,
સુખદાયી, સ્વદેશ સ્વરાજ હજો;
શુચિ મંગળ રહો, ધન ધાન્ય વધો, શુભ પ્રીતિ થવ,
વરદાયી બનો ! નિજ દેશ હિતે.

ઝૂઝવો ઝઝૂમો—જય—



૧૨

# ભારતનો જય જયકાર.



વિશ્વવંદ્ય આ ભરતભૂમિનો,
　　હજો સદા જયકાર !
હજો સદા જયકાર—
　　અહો ભારતનો જય જયકાર !
સ્વતંત્રતાનું જોમ નસોમાં વહાવી હિંદ સમાજ,
સ્વરાજ પંથે પગલાં ભરતો વિશ્વ નિહાળે આજ;
　　કરી ભારતનો જય જયકાર !
ધ્યેય સ્વરાજનું હૃદયે ધરીને કાપે સુંદર પંથ,
શાન્તિપાઠ પઢાવે જ્યમ જ્યમ એક અદ્વિતીય સંત;
　　વદી ભારતનો જય જયકાર !
સ્વતંત્રતાનો જન્મ સિદ્ધ છે હક્ક જેનો તે કેમ,
સ્વજાત હોમી સ્વરાજ જીત્યા વણ—
　　　　હૃદયે ધરશે રહેમ,
　　ગજવી ભારતનો જય જયકાર !

# મોહન હિંદ કનૈયો.



સ્વરાજ્યનો ગોવર્ધન તોલે;
મોહન હિંદ કનૈયો !
શકે ન તોળી બીજો એવો,
ભારત માનો છૈયો—
સ્વરાજ્યનો—

ટચલી આંગળીએ ગોવર્ધન,
તોળ્યો તેહ કનૈયો,
સુત્ર તાંતણે સ્વરાજ્ય તોલે,
ભારત માનો છૈયો—
સ્વરાજ્યનો-

અધર્મ ટાળી ધર્મ સ્થાપવા,
જનમ્યો હિંદ કનૈયો;
કે ભારત ભયભીત નીહાળી,
શું આવ્યો વ્રજ છૈયો ?
સ્વરાજ્યનો—



૧૫

## ખાદીને.



શાં તારાં ગુણ ગાન,
ગાઉં, શાં તારાં ગુણગાન !
સફેદ વસ્ત્ર હિંદ બનાવા;
પામી સુંદર લ્હાણ, ખાદી !
શાં તારાં ગુણગાન !—
પડતાંને પગભર કરવાનું,
તુજને અદકું માન, ખાદી !
શાં તારાં ગુણગાન !—
માનીતી મોહનની ઓપી !
આતે શાં તુજ માન ખાદી !
શાં તારાં ગુણગાન !—
ગૃહરસોઇસમ ગુણસુંદરીઓ,
આપે આદરમાન, ખાદી !
શાં તારાં ગુણગાન !—
શુદ્ધ સ્વદેશી તુજ વપુ સુંદર,
ત્યમ કરવા દે જ્ઞાન, ખાદી !
શાં તારાં ગુણગાન !—

---

# રાષ્ટ્રીયશાળા.

હિંદ તણી પ્રાચીન સંસ્કૃતિના,
અમ્હારી રાષ્ટ્રીયશાળા !
શીખવે સુંદર મંત્ર રસાળા !
ક્યાં ઋષિઆશ્રમ ? ક્યાં વિદ્યારથી
વિદ્યાના ભણનારા ?
ક્યાં છે હિંદતણા એ બાળક,
ધરણી ધ્રુજવણહારા–હિંદ તણી–
સાંદીપનીને દ્રોણ ગુરૂ ક્યાં ?
ક્યાં હળધર બળવીરા ?
ક્યાં પારથ ક્યાં પારથસારથ,
ગુરૂ દુઃખ હરવે ધીરા–હિંદ તણી–
શકયા ન પાકી એવા એકકે,
આજસુધી ભણનારા;
પ્રાચીન સંસ્કૃતિ પ્રસરી રગરગ;
દેશભક્તિ વહનારા–હિંદ તણી–
પકાવવા એવા ગુરૂ શિષ્યો,
અમ્હારી રાષ્ટ્રીયશાળા;
ઉદ્ધરવાને હિંદ ઈચ્છતાં,
વીરલાં બાળક બાળા–હિંદ તણી–

# રાષ્ટ્રિયશાળા.



—(૨)—

ઉદ્ધરવાને અમ દેશ, છે રાષ્ટ્રિયશાળા.
જ્યાં પ્રાચીન સંસ્કૃતિબેશ, શીખે બાળકબાળા.
કયાં હિન્દતણા ગુણગાન, સુંદર ગાનારા,
રૂબિને વિદ્યારથી જેહ વહે દુઃખના ભારા ?
કયાં સાંદીપનીને કૃષ્ણ, કયાં છે દ્રોણ મુનિ ?
કયાં અર્જુન, લક્ષ્મણ, રામ ભારત સાવ સુની.
કયાં મૈત્રેયી ગુણવાન, ગાર્ગીને તારા.
સીતા, સરસ્વતી વિદ્વાન ભારતની બાળા ?
નવ પાકયાં એવાં એક પણ કોલેજોમાં,
શું ઘટે ન એથી તેજ તેઓના યશનાં ?
દારૂના લઇને દામ, કેળવણી આપે.
તે દારૂ જેવી હરામ, ચાખવી નવ પાપે.
કરવાને દેશોદ્ધાર, પકાવવા વીરા;
અર્જુન ને કૃષ્ણ સમાન, છે રાષ્ટ્રિયશાળા.
જે સ્વતંત્રતાના પાઠ શીખવે મરમાળા,
તે અમ્હારી સુંદર બ્હેન ! છે રાષ્ટ્રિયશાળા.

# બ્હેનો ! આવોને.



બ્હેનો ! આવોને ઉમંગે આપણ કાંતીએ રે !
કાંત્યે પીંજ્યે થાશે દેશતણો ઉદ્ધાર.
બ્હેનો ! આવોને—

રસોઇ કરી સુંદર ગૃહે જમતાં સૌ ભલીભાત;
ત્યમ કાંતી વણીને ગૃહે દીપાવવી છે જાત.
એનાં સુંદરવ્રતને હ્રદયે ધરીને સાર.
બ્હેનો ! આવોને—

પાકે ભારત દેશમાં ઠામે ઠામ કપાસ,
બ્હેનો તે પીંજી કાંતશે ને વીર વણશે ખાસ.
વહશી સ્વતંત્રતાનાં ઝરણો ઠારોઠાર,
બ્હેનો ! આવોને—

સ્વદેશ ગીત ગાતાં રૂડાં કાંતો દિનને રાત;
'સફેદ વસ્ત્રુ હિંદ' એ સાચી કરવા વાત.
કરવા ગાંધીજીનું સ્વરાજ સ્વપ્નુ પાર;
બ્હેનો ! આવોને—



# સ્વરાજ બંસી



ધીરી મધુરી ગાજે, સુંદર સ્વરાજ બંસી.
અદ્ભૂત ભવ્ય દેશી એ બંસી દિવ્યવંશી.
છે છેડી મોહને એ જગ ડવા બધાને;
લગની લગાડી જેની છે, હિંદને કનૈયે.
ધીરી મધુરી ગાજે-

એ દિવ્ય બંસી નાદે ઘણું ગોપી જેમ દોડે,
ત્યમ આ સ્વરાજ બંસી જ્યમ નાદરમ્ય છેડે
ત્યમ હિંદ સારૂં દોડો ! ને બંસીનો બજવૈયો.
જે હિંદરત્ન મોહન તે ગાંધીને કનૈયો;
ધીરી મધુરી ગાજે-

નિદ્રા તજીને જાગો, તંદ્રા તમારી ત્યાગો,
કુસંપ ટાળી જંપી અહિંસાધર્મ સ્થાપો.
ને ધ્યાન દેઇ સુણવા. તમ કાનને ઉઘાડી,
સુણી, આચરો જે છેડે સુંદર સ્વરાજ બંસી;
ધીરી મધુરી ગાજે-



# ભારત પ્રભુ સ્તવન.

---

આ શુભ વર્ષે નાથ !
  અમોપર નેહ કરી વરતું વર દે !
આશા ફળે અમ ઉરની,
  અમોલીને મમ બાળક મંદ હસે !
ઝંખી રહી પ્રભો !
  તુજ કૃપા હું ક્યારે અમ્હારૂં આ ભાગ્ય ફળે !
ને હૃદ ઇચ્છીત સ્વાતન્ત્ર્ય,
  તેમજ ઝંખ્યું અમ્હારૂં સ્વરાજ મળે !
નાથ કૃપા કર ! નેહ ભરી ઉર !
  હાથ સહીતું ઉગાર હવે.
આ રૂડલા વરસે અમ રીદ્ધિને,
  સીદ્ધિની વૃદ્ધિ અનેરી બને.
બાળ કરે મુજ નૃત્ય સુવર્ણ
  શું વ્યાપારવૃદ્ધિને રાજ્યમહીં.

ભોગવતાં તનુ એ હદ ઈચ્છીત,
સુખ અમોહે સદાય રહી.
સ્વાતન્ત્રયના શીરમોર પ્રભો !
મમ બ્હેન સમી ઉજમાળી કરો.
વાંક પડયો અમ બાળકનો થઇ તાત !
તમે ઉર તે ન ધરો !
શું વદુ હું અદકુ તમને !
સચરાચર ! વાત નથી તમથી
જરીએય અજાણી !
કરો નવ વર્ષે જે હદ ઇચ્છીત બાળકની.
“ શોભ્ય મા હિંદદેવી ! તું સુસ્વરાજ્ય ત્હને મળે.
“ આદર્યાં પૂણ્ય વ્રત્તો તે પરિપાક થયે ફળે. ”

# ગોપાળ.



શું સ્વર્ગની લલિત સુંદરી સર્વે આજ;
આવી ચઢી જગત નર્તન નવ્ય કાજ,
આજ્ઞા કરેલ ભરતે ત્યમ નર્તતી શું.
આનન્દનું અધિક જોમ ઉરે ધરી શું?
ના ન્હોય, એ લલિત સ્વર્ગની સુંદરીઓ.
ધારાવલી અમી ભરી છૂટતી ખરી હો!
આવ્યોમહેવી શિશુને ધવરાવવાને,
ચીમાયલા ક્ષુધિત તેમજ માંદલાને,
ધારાવલી પયની એ મુખમાં દયાથી,
પાડે પયોધરથી હસ્તથી દાબી દાબી.
મ્હોણુ કરી શિશુ રહે મુખ જોતું તેવી;
ધારાવલી પયની આ ઝીલતી ધરિત્રી,
આવ્યો અતિ નવીન સુંદર શું પ્રસંગ?
રેલ્યો વને ઉપવને રસ દિવ્ય રંગ?
માણી રહી સુખ અનુપમ આજ સૃષ્ટિ?
કે પાઠવે રાચી શું ઇચ્છિત આજ વૃષ્ટિ?

* * * *

પેલો કરાડપર ગોધણ કોણ ચારે.
ભીંજાઇ શું રસથી મસ્ત રસિક ડોલે ?
છૂટી ફરે અહીં તહીં સહુ ગાય એની,
લીલુ ચરે હરિત ઘાસ રસે ભીંજાતી;
કોકિલનાં કૂજન કાંક સૂણી અકાળે.
ગોપાળ એ રસિક બંસરી દિવ્ય છેડે.
એ નાદ રમ્ય સુણતાં સહુ ગાય ઉભી,
હુંભા ! વદી મુખ ઉંચું કરી સર્વ જોતી;
દોડી પછી સહુય એકઠીએ થઈને;
ઉત્કંઠ સર્વ થઈ બંસરીનાજ નાદે,
ગોપાળની લલિત બંસરી જેમ દોરે,
દોરાઈ તેમ સઘળુ ધણ એહ ચાલે !

* * *

ને બ્રહ્મ બંસરીજ મોહન કેરી વાગે;
કાં ભાન માનવ ભૂલે નહિ દિવ્ય નાદે !
શું પામરત્વ હજી માનવમાં રહ્યું છે.
કે શું પછી જડપણું હૃદયે વસ્યુ છે !
ને વિશ્વવંદ્ય પ્રિય ભારત રત્ન કેરી,
છેડેલ દિવ્ય સ્વરથી સુખશાન્તિ દેતી;
નિર્મોહી મોહનતણી સુરીલી મધુરી.
પેલી ન શું હજી સુણાય સ્વરાજ બંસી.

# જય સ્વદેશ !

[ મ્હારા એક ખંડકાવ્યમાંથી છેલ્લો ભાગ પૃથુરાજની સામે જયચન્દ્રે શાહબુદીન ઘોરીને બોલાવેલો તે ખબર તેનો પંજાબનો પ્રતિનીધિ આપે છે, પછી સ્વગત વિચારે છે ]

અહો ! આ પૂણ્યવન્તી ભરતભૂમિ,
સ્વર્ગની ફૂલવાડી સમુ
લક્ષ્મીના નીધિસ્થાન રૂપ,
રિદ્ધિ સીદ્ધિ ને સમૃદ્ધિનો ભંડાર
સમસ્ત વિદ્યાની માતામહીની જન્મભૂમિ
અને સમસ્ત પ્રજાઓની પિતામહી
પૃથ્વીના નન્દનવન સમાન
વિશ્વગુરૂ ભારતમાં યવનો !
અરે ! કેર કરશે યવનસંતાનો !
મતિ ભ્રષ્ટ થઈ દીસે છે જયચન્દ્રની !
ભાસે છે ભારતનો ભાનુ

કુસુંપરૂપ શાહુએ ઘેરાતો !
ગુર્જરાધિપ રાજરાજેન્દ્ર ભીમદેવ
ખુવાર થયો ઇચ્છનકુમારી મેળવતાં
ઈચ્છન મેળવવાની ઇચ્છા ઉણી રહી !
અને કુસંપ વાધ્યો રાજપૂતોમાં !
ગીજનવીના ઘોરી શાહ !
સમય સાધ્યો છે હવે !
શાહબુદ્દીન ! બુદ્ધિના શાહ !
બલિહારી છે વ્હારી બુદ્ધિની !
મૂળ ખવાયલા વૃક્ષમાં ઉચિત સ્થળે,
એક કુહાડીનો છેદ—
કઠીઆરાનું ઈષ્ટ સાધ્ય કરશે,
અરે ! પણ ક્યાં ભૂલે છે મ્હારી મતિ !
ભારત અને ભારત સંતાનો, !
ગુલામ થયાં નથી અને થશે પણ નહિ !
ભારત પરાધીનતાની—
શૃંખલામાં બદ્ધ નહિ થાય !
વિશ્વાસ છે હૃદયને કે યવનો હારશે,
અને અમે ભળવી શકીશું. ' સ્વરાજ્ય '

## ૨૫

### જય સ્વરાજનો અને ભારતનો.

પૂણ્ય ભૂમિ ભારત યવનોની ગૂલામ નહિ રહે !
યવનોની આપખૂદ સત્તા હિંદ નહિ સ્વીકારે !
અને કાં ? શાને ડરવું જોઇએ યવન સંતાનોથી ?
બાહુબળ અને વીર્ય વહે છે દરેકે દરેક
ભારતવાસીની નસે નસે જ્યાં સુધી,
ત્યાં સુધી સ્વેચ્છિત સાધ્ય છે સહુ !
ઉરની અમોલી આશાઓ અમર રહો !
અને ભારતનો જય હો !
યવન ભીરૂ કાં બને છે હૃદય !
તુંયે વીરનું છે !
કાં ન પૂકારવું હવે કેઃ-

" જય સ્વરાજ્ય "
" જય સ્વદેશ ! "

## થોડા વખતમાં બહાર પડશે.

# નવવલ્લરી.

અલંકાર સાહિત્યનો એક સુંદર ગ્રંથ.

કિંમત રૂ. ૨-૦-૦

'સાહિત્ય' માં આ ગ્રંથનાં કેટલાંક અલંકાર દૃષ્ટાં તો બહાર પડયાં છે.

સ્નેહીઓના આગ્રહથી ફક્ત ખપ પૂરતીજ નકલો છપાવવાની છે માટે આપનો ઑર્ડર જલદી નોંધાવશો.

**નાગરદાસ ઇ. પટેલ.**

સુરજભુવન-મલાડ.

## ગોદરેજના સાબુ.

# શુદ્ધ તેલના—જરાએ ચરબી વીનાના

સરકારી રસાયણીની સરટીફીકેટ તા૦ ૨૫ મી સપટેમ્બર ૧૯૧૪.

ગોદરેજનો નાહવાનો સાબુ મેં બારીકીથી તપાસી જોયો છે અને મારા મત મુજબ એ સાબુ બહુ ઉંચી જાતનો છે અને સારા સાબુમાં જે જે ગુણ જોઇએ તે બધા એમાં છે.

એ સાબુ ફક્ત શુદ્ધ તેલનો બનેલો છે; ફીણ બહુ વળે છે, ટકવામાં ઘણો સારો છે અને નાજુક ચામડી માટે પુરતો લાયક છે.

લી. **મેજર ડીકીનસન**, આઇ. એમ. એસ

**ગવરમેન્ટ એનેલાઇઝર.**

ઉપલી સરટીફીકેટની તારીખ જોતાં વાંચનાર સમજી શકશે કે ફક્ત સાબુ વેચવાની ગોદરેજની મતલબ હતે તો સાત વરસ ઉપર વેચવા માંડતે. મુંબાઇમાં ઘણાઓને ખબર છે કે ગોદરેજ પોતાનો સાબુ સંપૂર્ણ બનાવવા

માટે ઘણા વરસથી મહેનત કરે છે. રસાયણીનાં ઉંચા સરટીફીકેટ છતાં પોતાનો સાબુ સઉમાં ઉત્તમ હોવાની ગોદરેજની પાકી ખાતરી નહીં થયલી હોવાથી ઉતાવળે બજારમાં નહીં મેલતાં સાત સાત વરસ મોટે ખરચે ગોદરેજે મહેનત ચાલુ રાખી અને હાલમાં વેચવા માંડયો છે તે એવી ખાતરી થવાથી કે એટલા ઉત્તમ પરદેશી સાબુ હિંદુસ્તાનમાં જુજજ આવે છે, અને ત્રણ ગોટીનો બાક્સ ત્રણથી ચાર રૂપીએ વેચાય છે.

યુરોપમાં તેલની પેદાશ નહીં જેવી હોય છે. ત્યાંના સાબુ મોટે ભાગે ચરબીના હોય છે. ત્યાંના દેશોમાં સારાં ઢોરોની ચરબી ખોરાક તરીકે વપરાય છે, એવી ચરબી તેલ સાથે મેલવીને માંખણને બદલે વાપરવામાં આવે છે.

ત્યાંના સાબુમાં જે ચરબી વપરાય છે તે મોટે ભાગે રોગવાળાં મરેલાં ઢોરની હોય છે. આવી મરેલાં ઢોરની ચરબી ત્યાં બહુ સસ્તી મળે છે તે છતાં સસ્તી કીમતે વેચવા માટે સાબુમાં ખાંડ, આટો, ખારો અને માટી જેવી ચીજો મેળવામાં આવે છે.

આવી વસ્તુઓ જર્મીનં નામે વેચાતા યુરોપીઅન સાબુઓમાં પણ હોય છે. જેઓ યુરોપ ગયા છે તેઓ જાણે છે કે એજ મેકરના ત્યાંવેચાતા અને આ દેશમાં આવે છે તે માલમાં મોટો ફેર હોય છે સાબુ તેમજ બીજો માલ બનાવનારાઓ હિંદુસ્તાન માટે ખાસ હલકો માલ બનાવે છે એ ઘણા વેપારીઓ જાણે છે.

ગોદરેજના સાબુમાં કોઇ પણ જાતનો જરાએ ભેલ ન હોવાથી ટકવામાં યુરોપીઅન સાબુઓથી બહુ વધી જાય છે.

ગોદરેજના સાબુ લંડનમાં કેટલાક દુકાનદારોએ જોયા છે અને હિંદુસ્તાનની બનાવટ છતાં અહીંથી લગભગ બેવડી કીંમતે ત્યાં વેચી શકાય એવો તેઓનો અભિપ્રાય છે.

**કારખાનું—સાંકલીસ્ટ્રીટ, ભાયખલા, મુંબઇ.**

---

## વીસમી સદીમાં પ્રગટ થયેલી

સચિત્ર અને સુંદર નવલકથાઓ.

### ગુજરાતનો નાથ.

રા. કનૈયાલાલ મુનશી કૃત.

રસિક નવલકથા રા. રાવળનાં સુંદર
અને પુષ્કળ ચિત્રો સહિત. રૂ. ૫-૦-૦

**શીશ મહેલ.**

રા. સલીમની કસાયેલી કલમનો અનુ-
વાદ ચિત્રકાર મુલ્લરનો પુષ્કળ ચિત્રો
સહિત મોગલ જમાનાની અત્યુત્તમ
નવલકથા. રૂ. ૧-૮-૦

સોલ એજન્ટસ.

**ચારણુદાસ ઉકેડા ઉદેશી.**
લખુ લીલાણીનો માળો
વડગાદી મુંબાઇ.

## મહાત્મા ગાંધીજી કહે છે કે

### ગાંજાની ચિલમો ચઢાવતા, ભાંગની લ્હેરમ ધૂણતા રૂષ્ટપુષ્ટ ૫૦૦૦૦૦૦ સાધુઓને ભારતવાસિયો પાળે છે!

આવા એક સાધુને બદલે ભારતના અનાથ અ રંક ચાર બાળકોને ભોજનથી તૃપ્ત કરી જીવાડ ૨૦૦૦૦૦૦૦ નિરાધાર ભારત સંતાનને

## પુનઃજીવન આપી

**પાછાં ભવિષ્યના ઉપયોગી અને ઉદ્યે શહેરી બનાવી શકાય. આ વર્ષથી પ્રતિ લ્યો કે કંઈ નહિં તો એક બાળકને જ જીવનદાન આપશો. લખો:—**

**ઑન: સેક્રેટરી, હિંદુ અનાથાશ્રમ, નડી**

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ, નં. ૮